પંજાબ લેખમાળા નં. ૪.

# અમૃતસરની વીરાંગના.

લેખક:

નંદલાલ મણીલાલ શાહ.

અમદાવાદ.

ગુજરાત રાજકીય મંડળ,

અમદાવાદ.

પ્રત ૫,૦૦૦. આવૃત્તિ ૨ જી.

સંવત ૧૯૭૭. સને ૧૯૨૧.

મૂલ્ય એક આનો.

આ પુસ્તક દેવીદાસ છગનલાલ પરીખે પોતાના ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસ અમદાવાદમાં છાપ્યું, અને રા. રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે ગુજરાત રાજકીય મંડળ માટે એ મંડળની ઑફિસમાં અમદાવાદમાં પ્રસિદ્ધ કર્યું.

# અમૃતસરની વીરાંગના.

## ( એક ખરી હકીકત. )

એપ્રિલ ૧૩મીનું પ્રભાત હતું. વૈશાખીનો દિવસ હતો. અમૃતસર શહેરમાં ઢોરોનું પ્રદર્શન ભરાયું હતું. બીજે સ્થળે ઘોડાઓનું બજાર હતું. દૂર દૂર ગામના લોકો અમૃતસરમાં ઘોડાઓ વેચવા ખરીદવા આવ્યા હતા. ઘોડાઓના બજારમાં લોકોની ભારે ઠઠ જામી હતી. ઘોડાઓના હણહણાટ અને માનવકંઠોના કિલકિલાટથી આખું સ્થળ ગુંજી ઉઠ્યું હતું. ખરીદનાર અને વેચનાર પોતાના પાસા ફેંક્યે જતા હતા. કોઈક જગ્યાએ સોદો બનતો, કોઈક જગ્યાએ ન પણ બનતો. ઢોરોના પ્રદર્શનમાં પણ એટલીજ ભીડ જામી હતી. ઉભા રાખેલા ઢોરોથી લોકોને દૂર રાખતાં વ્યવસ્થાપકોને ભારે શ્રમ પહોંચતો. સુંદર વસ્ત્રોમાં સજ્જ થઇને ગામડાંનાં ભોળાં જનો અમૃતસરના બજારમાં આમથી તેમ ફરતા નજરે પડતા હતા. મેળાને લીધે સર્વ દુકાનો બંધ હતી, પણ તેથી લોકોનો ઉત્સાહ મંદ જરાયે ન હતો. મંદિરો અને દેવસ્થાનો સ્ત્રીપુરૂષોની ભીડથી ભરાઈ ગયાં હતાં. આવે સમયે અમૃતસરના બજારમાં સાદ પડયો કે સાંજે સાડાચાર વાગ્યે જલિયાંવાલા બાગમાં સભા ભરાવાની છે અને પ્રમુખસ્થાન અમૃતસરના અગ્રગણ્ય અને વયોવૃદ્ધ વકીલ લાલા કનૈયાલાલ લેવાના છે. લોકોનું ટોળું સાદ પાડનારની આસપાસ વીંટળાઇ વળ્યું. સાદ પાડનાર ઉમંગમાં આવીને ઓર લલકારવા લાગ્યો અને પોતાનું ઢોલ જોરથી ઠોકવા લાગ્યો, અને બજારે બજારે ફરવા લાગ્યો.

જ્યારે અમૃતસરના લોકોથી ઉભરાઇ જતા રસ્તાઓ અને બજારોમાં આ સાદ પડતો હતો ત્યારે અમૃતસરના બીજા નિર્જન માર્ગોમાં એક નાયબ તહેસીલદાર સાહેબ અને ફોજદાર સાહેબ વાંસની ગાડીમાં ઉભા રહીને માર્શલ લૉની ઘોષણા કરી રહ્યા હતા. પાછળ ગોરા લશ્કરની ટુકડી ત્રણ કેદીઓને દોરતી યાંત્રિક તોપો અને બખ્તરિયા મોટર લઇ કુચ કરતી હતી. એક મોટરમાં જનરલ ડાયર અને અમૃતસરના હાકેમ બેઠા હતા. એક કેદીને તૃષા લાગેલી હોવાથી કોઇ દયાળુ જીવે એના હાથમાં પાણીનો પ્યાલો મૂક્યો. પ્યાલો તે જેવો હોઠે અડાડવા જાય છે તેવામાં એક સોલ્જરની તેના પર નજર પડી. સોલ્જરે પ્યાલો ખૂચવી લીધો અને તૃષાતુર કેદી ખરા મધ્યાહ્નના તાપમાં તરસ્યો જ ચાલ્યો. આ કેદીએ પોલીસ ઇન્સ્પેક્ટર મહમદ અશરાફને કાંઇ સવાલ પૂછેલો એથી એને પકડયો હતો. એના હાથે ફેંટો બાંધીને સોલ્જરો એને ઘસડતા હતા. છેવટે સરઘસ અમૃતસરના ગીચ વસતિવાળા માર્ગો પર ફર્યા વિનાજ બપોરના એક વાગે રામબાગ આવી પહોચ્યું અને ત્યાં આવી ખબર પડી કે જલિયાંવાલા બાગમાં સાંજના સાડા ચાર વાગ્યે સભા ભરાવાની છે. પકડેલા કેદીઓને ઝાડ સાથે બાંધીને લશ્કર આરામ લેવા લાગ્યું.

જ્યાં અમૃતસરની જ ઘણી ખરી પ્રજા માર્શલ લૉની ઘોષણાથી અજાણ રહી ત્યાં પછી ગામડાંમાંથી આવેલી ભોળી પ્રજાનું તો શું પૂછવું? બપોરના ત્રણ વાગ્યાથી લોકોનાં ટોળેટોળાં જલિયાંવાલા બાગના મેદાનમાં આવવા લાગ્યા અને ચાર વાગ્યા પહેલાં તો પંદરથી વીસ હજાર માણસ ભરાઈ ગયું. પાડોશના બાળક અને વૃદ્ધ પુરૂષો પણ સભાના મેદાનમાં ઉતરી પડયા. લગભગ સાડાચાર વાગ્યે

સભાજનોના માથા પર બલૂન ફરતું દેખાયું અને સભામાં કોલાહલ મચી રહ્યો. પણ 'બલૂન બલૂનનું કામ કરે છે, તમે તમારૂં કામ કરો' એવા લાલા હંસરાજના શબ્દોથી બધો કોલાહલ શમી ગયો. લાલા હંસરાજ, ડૉ. ગુરૂબક્ષરાય વગેરેએ ભાષણો ચાલુ રાખ્યાં પણ સભાના પ્રમુખ લાલા કનૈયાલાલ આવ્યા નહિ. સભામાં આવેલા કેટલાક છુપી પોલીસના માણસો પાંચ વાગતાં સભા છોડી ચાલવા લાગ્યા અને તેઓ દરવાજાની બહાર પણ નહિ નીકળ્યા હોય એટલામાં જનરલ ડાયર પચાસ ગુરખાઓ અને બીજા લશ્કરી અમલદારોને લઇ દરવાજા નજીક આવી પહોંચ્યો. સાથે લાવેલી બે યાંત્રિક તોપો રસ્તો સાંકડો હોવાને લીધે બહાર પોલીસને સોંપી, અને દરવાજામાંથી બહાર નીકળતાં માણસોને બંદુકના ગોદાથી પાછા વાળ્યા. જોતજોતામાં તો પચાસે સિપાઇ દરવાજા પાસેની ટેકરીપર બે હારમાં ગોઠવાઇ ગયા અને જનરલ ડાયરે સીસકારો પણ કર્યા સિવાય ત્રીશ સેકંડમાં 'ફાયર' ( ગોળીબ્હારનો ) નો હુકમ આપી દીધો. સિપાઇઓએ તુરતજ ઉંચે હવામાં બ્હાર કરવા માંડયા એટલે ગોરા અફસરે તેમની સામે રીવોલવર તાકી, કહ્યું કે "હવામાં બ્હાર કેમ કરો છો ? નીચે કરો. તમને અહીં લાવ્યા છીએ શા માટે ?" આ અરસા દરમ્યાન લાલા હંસરાજ તખ્તપોશ ( પ્લેટફોર્મ ) પર ઉભા થઇ ગભરાયલા લોકોને શાન્તવન દેવા લાગ્યા કે "બ્રિટિશ સરકાર નિર્દોષ પર ગોળીબ્હાર કરે જ નહિ. એ તો ખાલી ભડાકા કરે છે." લોકો જરા શાંત પડયા એટલામાં તો બીજો બ્હાર શરૂ થયો અને ટપોટપ મનુષ્યો પડવા લાગ્યા; કેટલાક લાંબા થઇ જમીન પર સૂઇ ગયા, કેટલાક દિવાલ ઠેકવા લાગ્યા, કેટલાક રોકકળ અને કલ્પાંત કરવા લાગ્યા, બાળકો ચિચિયારી પાડવા લાગ્યા, કેટલાક દરવાજા ભણી

દોડયા અને ત્યાંજ મોતના મુખમાં કોળીઓ થઇ પડયા, કેટલાક દરવાજે સિપાઇઓ અને બંદુકોથી ભરાયલો જોઇ બીજે માર્ગ શોધવા લાગ્યા અને શોધતાં શોધતાંજ ગુરખાની ગોળીના ભોગ થઇ પડયા, કેટલાક દિવાલો લાંઘતાજ નીચે ગરી પડયા, અને આખું મેદાન બંદુકની સનનન્ છુટતી ગોળીઓથી અને નાસભાગ કરતા મનુષ્યોથી છવાઇ ગયું. જનરલ ડાયરે મનુષ્યની જ્યાં ખૂબ ગીચોગીચ ઠઠ જામી હોય ત્યાં જ બંદુકો તાકવાનો હુકમ કર્યો એટલે નાની ગલીકુચીઓમાંથી બ્હાર નીકળતા અને ધક્કામુક્કી કરતા લોકોના ટોળા તરફ સર્વ બંદુકો વળી ગઇ અને સંખ્યાબંધ માણસો તે ગોળીઓના રસ્તામાં જ ભોગ થઇ પડી ઘાયલ થઇ પડવા લાગ્યા. બહાર નીકળનાર ટોળાઓનો ગભરાટ અનહદ વધી ગયો, અને અસંખ્ય અશક્ત, નિર્બળ પુરૂષો આસપાસના ધસારાથી ગબડી કચડાવા લાગ્યા. કેટલાકનો આત્મા પોતાના દેશબંધુઓના જ પગ તળે છુંદાઇ છુંદાઇને પરલોક પ્રયાણ કરી ગયો. કેટલાક ગોળીથી વીંધાઇને ભુતળશાયી થયા અને એમના ઘાયલ દેહ પર અન્ય મનુષ્યોના પડવાથી એમની પીડા અસહ્ય થઇ પડી. છેવટે જમીન પર સૂઇ ગએલાઓનો વારો આવ્યો. ગુરખાઓએ જમીન પર ધુંટણ ટેકવીને સૂતેલાંઓ પર ગોળીનો વર્ષાદ વર્ષાવ્યો. કોઇનું માથું, કોઇનો હાથ, કોઇનો પગ, કોઇની પીઠ, ગોળીથી વીંધાઇ તરફડવા લાગ્યા. કોઇનો આત્મા સૂતાસૂતા જ પ્રભુના દરબારમાં ચાલ્યો ગયો, કોઇ ઉભા થઇ નાસવા જતાં જ ગોળી ખાઇ ધરણી પર ઢળી પડયા, કોઇને માથામાં, કોઇને કપાળમાં, કોઇને લમણામાં, કોઇને મ્હોમાં, કોઇને હાથમાં, કોઇને બગલમાં, કોઇને જાંગમાં, કોઇને ધુંટણમાં અને કોઇને પગમાં ગોળી વાગી અને બીજા અને ત્રીજા બ્હારની

વચ્ચે ઉભો થઇ નાસવા જનાર દરેક સૂતેલો મનુષ્ય આ ગોળીઓના જીવલેણ દાવાનળમાં ફુદાની જેમ ઝપટાઈ ગયો. ફકત જલિયાંવાલા બાગમાં જ નહિ પણ એની આસપાસના સરિયામ રસ્તા પર ફરનાર મનુષ્યો પણ આ કાતિલ ગોળીઓના ભોગ થઇ પડયા. છેવટે ત્રીજો બ્હાર પૂરો થયો, દારૂગોળો ખૂટી ગયો, ૧૬૫૦ ગોળી છૂટી ગઇ અને દશ મિનીટમાં જ "અચ્છી તરહસે ગોળીબ્હાર કરીને" આ લશ્કર ફતેહમંદીથી પાછું ફર્યું.

થયું, જનરલ ડાયરનું કાર્ય પૂરૂં થયું. સૂતેલા મનુષ્યોએ સિપાઇઓને જતા રહેલા જોઇ ઉભા થઇ થઇ ઘરનો માર્ગ ઝાલ્યો. કેટલાક અતિશય ગભરાટને લીધે ઘરનો રસ્તો પણ ભૂલી ગયા અને આખા શહેરમાં આથડી છેવટે મોડી રાતે ઘરભેળા થયા. ફકત રહ્યા ત્યાં ઘાયલ મનુષ્યો અને પ્રભુના દરબારમાં પહોંચેલાના નિર્જીવ શરીરો. ગુમ થયેલાં આત્મજનોના સગાંસંબંધીઓ જલિયાનવાલા બાગની કતલભૂમિમાં આવવા લાગ્યા. અંદર જવાના સર્વ રસ્તાઓ માનવદેહોથી છવાઇ ગયા હતા. મુખ્ય દરવાજા સિવાય બધા માર્ગો મૃતદેહોથી પૂરાઇ ગયા હતા. ઘાયલ મનુષ્યોની પાણી! પાણી! માટેની કરૂણ ચીસો ગમે તેવા કઠોર મનુષ્યનું હૃદય પણ પીંગળાવે તેવી હતી. તેમની તેમને ઘેર પહોંચાડવાની આજીજી ખરેખર હૃદયભેદક હતી. મૃતદેહોના ઢગલામાંથી એક પછી એક દેહ ઉથલાવી પોતાના પ્રિય સ્વજનના દેહને શોધનાર મનુષ્યની આંતરાસ્થતિ કેવળ કરૂણામય હતી. બાગનો એકે એક ખૂણો ફરી વળી પોતાના સ્વજનનું નામ પોકારનાર, ઉંધા પડેલા દેહને હસ્તસ્પર્શ કરી તપાસી જોનાર, મુડદાંઓના ઢગો ફેંદનાર અને ઘાયલોના ઘા હલવનાર આત્મજનની સ્થિતિ કઠીનમાં કઠીન હૃદયને પણ કમકમાવે એવી

હતી. સ્વજનના મૃતદેહને નીરખીને આત્મજનની રૂંધાયેલી ચીસ જેણે સાંભળી હશે, પ્રિય દેહની કાંઇ પણ ભાળ નહિ લાગતાં ગાંડાતુર બનેલા સમ્બન્ધીના વિસ્ફારિત નયનો જેણે નિહાળ્યાં હશે, ઘાયલ થયેલા સ્નેહીની નિરાધાર, રકતપૂર્ણ અને દુઃખમય સ્થિતિ જેણે નીરખી હશે અને પોતાની આંખની કીકીસમ પ્યારા રત્નોને શોધવા જનાર મનુષ્યની કલ્પનાવિકલ્પના અને મનતરંગો જેણે અનુભવ્યાં હશે તેજ અમારી એ સ્ત્રીઓની સાથે ધીમે ડગલે આવતી **રતન-દેવીના** ચિત્તનો ખ્યાલ કરી શકશે.

રતનદેવી જલિયાંવાલા બાગની ભૂમિપર આવી લાગી છે. પોતાના પગ નીચે અથડાતા મૃતદેહોનું કે વહેતા લોહીનું એને ભાન નથી. પોતાના પતિનું જ તે સ્મરણ કરી રહી છે. રતનદેવીનો પતિ આજની જલિયાનવાલા બાગની સભામાં આવ્યો છે. રતનદેવી તેને શોધવા આવી છે.

રતનદેવીએ આવીને તુરત જ આમ તેમ નજર ફેરવી એક મુડદાંના ઢગ પર દ્રષ્ટિ નાંખી અને જાણે કે તેનો અંતરાત્મા એમ જ ન કહેતો હોય કે 'તારો પતિ અહિંયા છે' એમ તેણે એક પછી એક મૃતદેહને ઉથલાવી પોતાના પતિની એ ઢગમાં જ શોધ કરવા માંડી.. તેના મુખ પર વિષાદ ન હતો, ધ્રૂજારી ન હતી. ફકત આતુર નયને તે એક પછી એક દેહને ફેરવતી જ ચાલી અને પોતાના પતિની દેહ જોતાં જ પોતાની સાથે આવેલી બે બાઇઓને નિશાની કરી પાસે બોલાવી. ભેગાં મળી દેહને બહાર કાઢી, લોહીથી ભરાઇ ગયેલા ખાબોચિયા અને મૃતદેહોથી તેને સહેજ દૂર મૂકી ત્રણે સ્ત્રીઓ ચોગરદમ દ્રષ્ટિ ફેરવવા લાગી. એટલામાં તેના એક સ્નેહી લાલા સુન્દરદાસના પુત્રો આવી પહોંચ્યા. રતનદેવીએ પોતાના પતિના

શબને ઘેર લઇ જવા માટે એ બન્ને ભાઇઓને એક ખાટલો લાવવા આજીજી કરી. તેઓ ઘેર ખાટલો લેવા ગયા એટલે તેમની સાથે જોડે આવેલી બે બાઇઓને પણ વિદાય કરી. કારણ રાતનો આઠ વાગ્યાનો શુમાર થઇ ગયો હતો અને તે સમય પછી બહાર નીકળનાર કોઇ પણ શખ્સને ગોળીબ્હારથી વીંધી નાંખવાનો હુકમ હતો, અને આ બાઇઓના જાન પોતાના સ્વાર્થને માટે જોખમમાં નાંખે એવી રતનદેવી ન હતી. આ બાઇઓના ગયા પછી સ્ત્રીહૃદયે વિજય મેળવ્યો અને રતનદેવીના હરિણસમ ચક્ષુમાં અશ્રુબિન્દુ ચળકવા લાગ્યાં. આસપાસ કાળા હૃદયના માનવો મૃતદેહપરના દાગીના અને કીમતી વસ્ત્રોથી લોભાઇને પ્રેતની જેમ મૃતદેહ પર હાથ ચલાવતા નજરે પડતા હતા. પણ તેથી રતનદેવીનું હૃદય ડગ્યું નહિ. એ તો પોતાના પતિના મૃતદેહની સમીપ પત્થરના પુતળાની જેમ અડગ ઉભી રહી. એટલામાં કોઇક શીખ ગૃહસ્થ આવી પહોંચ્યા. રતનદેવીએ એ ગૃહસ્થને પોતાના પતિના દેહને કોઇ કોરી જગ્યામાં લઇ જવા પ્રાર્થના કરી કારણ જે જગ્યાએ એમને સુવાડયા હતા એ જગ્યા લોહીથી તરબોળ થઇ ગઇ હતી. એ શીખ ગૃહસ્થે મૃતદેહનું માથું ઝાલ્યું, રતનદેવીએ પગ ઝાલ્યા અને એમ કરીને બન્ને જણે એ દેહને એક લાકડાની ખપેતાર પર સુવાડયો. શીખ ગૃહસ્થ પછીથી પોતાના સમ્બન્ધીઓને શોધવા ચાલ્યા ગયા અને એ ઘોર, અંધારી રાત્રીમાં રતનદેવી એકલી પડી. એકલી રહી રહી રતનદેવી ત્યાં બે કલાક સુધી ઉભી રહી પણ કોઇ માનવદેહનો પગઃસંચાર સરખોયે તેને કર્ણે પડયો નહિ. ફકત શિયાળવાનું રડવું, શ્વાનોનું ભસવું, ગધેડાનું ભૂકવું, સમડી તથા ગીધોની પાંખોનું ફડફડવું અને ઘાયલોનું તરફડવું—એ સિવાય સર્વે શૂન્યકાર હતું. રાતના બિહામણા અંધકારમાં આ બિહામણા જનાવરોના ત્રાસથી

ધાયલો ચિચિયારી ઉઠતા અને એથી એ ભયાનક સ્થાન વધારે ભયાનક બનતું. ગમે તેવા કઠોર મનુષ્યનું પણ કાળજું કંપાવે એવો દેખાવ હતો. છતાં રાતના દશ વાગ્યા સુધી પોતાના પતિના મૃતદેહની સમીપ રતનદેવી નિશ્ચળ ઉભી રહી. છેવટે પોતાના પતિના શબને ઘેર પહોંચાડવા ઠાકુર-દ્વારના વિદ્યાર્થીઓની સહાય મેળવવાનો નિશ્ચય કરી રતનદેવી બહાર નીકળી પડી. ત્યાં રસ્તાના મકાનની બારીએ કોઇ માણસ બેઠું હતું. એ માણસને રતનદેવીએ પોતાના પતિના શબને ઘેર પહોંચાડવા કરૂણ સ્વરે પ્રાર્થના કરી, પણ રાતના આઠ વાગી ગયેલા હોવાથી એણે ઘરની બહાર નીકળવાની ના પાડી, અને જણાવ્યું કે અત્યારે કોઇ સહાય કરી શકશે નહિ. છતાંયે રતનદેવી આગળ ચાલી અને એક બીજા મનુષ્યનો ભેટો થયો. એને પણ પહેલાના જેવી જ પ્રાર્થના કરી અને એણે પણ એવો જ જવાબ વાળ્યો કે ' રાતના આઠ વાગ્યા પછી ઘરનો ઉંબરો છોડી શકાય નહિ, કારણકે એ સમય પછી બહાર નીકળનારને ગોળીથી વીંધી નાંખવાનો હુકમ છે.' રતનદેવીએ ચાર પગલાં પણ ભાગ્યેજ ભર્યાં હશે એટ-લામાં એક વૃદ્ધ પુરૂષ પોતાની દુકાનના ઓટલે બેસીને હોકો ગડગ-ડાવતો રતનદેવીની નજરે પડયો. એની આસપાસ કેટલાક માણસો સૂઇ ગયા હતા. રતનદેવીએ બે હાથ જોડીને પોતાની કરૂણ કહાણી કહી સંભળાવી અને વૃદ્ધ પુરૂષને સહાય કરવા પ્રાર્થના કરી. એટ-લામાં તો સૂતેલા મનુષ્યો જાગી ઉઠયા અને રતનદેવીની કહાણી ધ્યાન દઇને સાંભળવા લાગ્યા. વૃદ્ધ પુરૂષને રતનદેવી પર દયા આવી અને પોતાની સાથે બેઠેલા મનુષ્યોને કહ્યું કે "જાઓ, આ બાઇને મદદ કરો." એમાંના એક મનુષ્યે જણાવ્યું કે "દશ તો વાગવા આવ્યા છે અને હવે બહાર શી રીતે ફરકાય ?" બીજાએ કહ્યું, "પાસે હોત

તો જૂદી વાત હતી પણ આ તો બહુ દૂર છે. આટલી રાતે બહુ દૂર જવું સલામત નથી; હવે જે થાય તે વહાણમાં." રતનદેવી આ જવાબ સાંભળી ઝટ પાછી ફરી અને પોતાના પતિના મૃતદેહ સમીપ આવી બેસી ગઇ. અચાનક તેના હાથમાં એક સોટી આવી ગઇ અને પાસે આવેલાં શિયાળવાં તથા કૂતરાંને હાંકી કાઢવા એ સોટીને તે હવામાં વીંઝવા લાગી. મહા મહેનતે આ નિશાચરોને તે દુર હાંકી શકી. એની નજીક જ ત્રણ મનુષ્યો મરણોન્મુખ પડેલા હતા. એમના ઘાની પીડાથી તેઓ કલ્પાંત કરી ઉઠતા અને આખું મેદાન ગજવતા. કૂતરાં અને શિયાળવાંના ત્રાસથી છૂટવાને નિરાધાર મનુષ્યોને ચીસ પાડવા સિવાય બીજો કાંઇ આધાર ન હતો. પાસેજ એક ભેંસ ઘવાઇને પડી હતી અને તરફડતી હતી. એની કારમી બરાડ બીજા સર્વે માનવસુરોને ઢાંકી દેતી અને એનાથી બ્હીને કૂતરાં અને શિયાળવાં પણ બરાડી ઉઠતાં. આથી એક ગગનભેદી નાદ ગાજી ઉઠતો અને એ ભયાનક સ્થાનની નિસ્તબ્ધતાને ભેદીને ચારે પાસ ફરી વળતો. બીજી પાસ એક બાર વરસનો બાળક ઘવાયલો પડયો હતો. એ બાળકને એના ઘાની વેદના અસહ્ય થઈ પડી હતી અને એ ચારે બાજુ અંધકારમાં પોતાનાં બાળચક્ષુ બ્હેબાકળાની મ્રાફક ફેરવતો હતો, પણ કોઇ જીવંત મનુષ્ય નજરે પડતું ન હતું. બાળકમાં રોવાની કે બૂમ પાડવાની હામ જ ન્હોતી રહી. એ દયાર્દ્ર નયને પોતાની આસપાસના અંધકારને ભેદીને નિહાળી રહ્યો હતો. એવામાં એની નજર જમીન પર બેઠેલી રતનદેવી પર પડી. તુરતજ સ્ત્રીનું અંબર જોઇ તેને માતા યાદ આવી અને પોકારી ઉઠયો, "મા, જશો નહિ. અહિંયા રહેજો." રતનદેવીએ એ કુમળા બાળક તરફ નજર કરી, અને બોલી, "નહિ, બેટા! હું ક્યાં જવાની છું? મારા પતિના મૃતદેહને છોડીને ક્યાં

જવાની છું, બેટા ?" એ ઘાયલ શિશુમાં નવજીવનનો સંચાર થયો. એની આંખો અંધકારમાં નક્ષત્રની જેમ ચળકવા લાગી. એ અનિમેષ નેત્રે રતનદેવીના માતાના જેવા સ્નેહાળ અને કોમળ વદન તરફ જોઈ રહ્યો. એનું દુઃખ ઘડીભર વિસરાઇ ગયું અને અચાનક મળી ગયેલા આશ્વાસનથી એ પુલકાઇ ઉઠયો. રતનદેવી બાળકના ભાવ સમજી કહેવા લાગી. "કેમ બેટા! કાંઇ ઓઢવાનું જોઇએ છે કે? જો ટાઢ વા'તી હોય તો આ તને ઓઢાડું." બાળકે કહ્યું, "પાણી પીવું છે." રતનદેવી આટલી મધરાતે પાણી કયાંથી લાવવું એનો વિચાર કરવા લાગી અને કાંઇ ન સુઝ્યું એટલે બોલી, "બેટા! પાણી તો નહિ મળે. અહિં આટલામાં ક્યાંયે નથી." "સારૂ, મા! તમે અહિયા બેસજો, ખસશો નહિ." એટલામાં ઘડીઆળમાં બેના ટકોરા થયા અને સુલતાન ગામનો કોઇ જાટ ભીંતને અઢેલીને પડયો હતો તેની રતનદેવી પર અણધારી નજર પડી. એણે રતનદેવીને નિશાની કરી પોતાની નજીક બોલાવી અને મુડદા નીચે દબાઇ ગયેલા પોતાના પગને બહાર કાઢવા વિનંતી કરી. રતનદેવી ઉભી થઇને તેની પાસે ગઇ, અને હળવે રહીને તેનો પગ બહાર કાઢયો. એના પગપરનો પાયજામો લોહીથી તરબોળ થઈ ગયો હતો અને પગ સાથે ચોંટી ગયો હતો. રતનદેવીએ ધીમે રહીને પાયજામાને પગ પરથી ઉખેડયો અને એના હાથનું ઓશિકું કરાવીને બની શકે તેટલી નિરાંતે એને સુવાડયો. આમને આમ સાડા પાંચ વાગી ગયા અને પ્રભાતના બાળસૂર્યનાં મંદ કિરણો જલિયાનવાલા બાગની માનવરક્તથી ભીંજાયેલી અને માનવદેહથી છવાયેલી પવિત્ર ભૂમિ પર પોતાનો સોનેરી પ્રકાશ પાથરવા લાગ્યાં અને રાત્રિના અંધકારમાં લપાઇ રહેલા માનવશબો અને ઘાયલદેહોને ઉઘાડાં કરી એ સ્થાનકની ભયાનકતામાં પૂરણી કરવા લાગ્યાં. આ

ભયંકર રાત્રિનું શિયાળવાનું રડવું, કૂતરાંનું ભસવું અને ખરોનું ભૂંકવું, એ સર્વે સૂર્યનારાયણના આગમનની સાથેજ લુપ્ત થઇ ગયાં અને મૃત્યુ પામેલા તથા ઘાયલ થયેલા સ્વજનોના આત્મીયજનો એ સ્થળે ખાટલા લઇ આવવા લાગ્યા. રતનદેવીના સ્નેહી લાલા સુન્દરદાસ તથા મહો-લ્લાના કેટલાક આડોશી પાડોશી ખાટલો લઇ સવારના છ વાગતાં જલિયાનવાલા બાગમાં આવી પહોંચ્યા અને રતનદેવીના પતિના શબને ખાટલામાં સૂવાડી, ઉચકી ચાલતા થયા. રતનદેવી પણ પાછળ પાછળ ચાલવા લાગી અને પતિના શબને સ્મશાનભૂમિમાં લઇ જઇ અગ્નિદાહ કરાવી અંત્યેષ્ટ ક્રિયા પરિપૂર્ણ કરી.

થયું, અખંડ રાત્રિ ઉજાગરો સેવીને વીરાંગનાએ જાળવેલું શબ ભસ્મીભૂત થઇ ગયું. જનરલ ડાયરના લશ્કરી કાયદાનો ભોગ થઇ પડેલું શબ માટીમાં મળી ગયું. રહી માત્ર એક વીરાંગના રતનદેવી! ધન્ય છે, પોતાના જાનને જોખમમાં નાંખી પતિના મૃતદેહનું સંરક્ષણ કરનાર રતનદેવી! ધન્ય છે. ! શત્રુબાળને શાન્તવન દેનાર, જાટની સેવા કરી આશ્વાસન દેનાર માતા! ધન્ય છે. જે હુકમથી મૂછદાઢીવાળા પુરૂષો પણ બ્હી ગયા અને પોતાનો ઉંબરો છોડી સહાય ન કરી શક્યા એ હુકમને અવગણી પોતાના પતિના મૃતદેહને અખંડ રાત્રિ ઉજાગરો સેવી સાચવનાર વીરાંગના! ધન્ય છે. શિયાળવાના રૂદનથી અને ઘાયલોની કિકિયારીથી પોતાના પતિના શબની પાસબાની કરતાં જેનું સ્ત્રી હૃદય જરા પણ થડક્યું નથી એ પત્નીને ધન્ય છે. એ અખંડ, અંધારી રાત્રીમાં મનુષ્ય દેહના પગસંચારનો અવાજ સરખોયે ન હોવા છતાં એકલી પતિના શબ નજીક બેસી રહેનાર રતનદેવી! ધન્ય છે. ગોળીબહારના હુકમથી યે, વિશેષ ભયાનક એ કાળરાત્રિમાં ઘાયલોને આશ્વાસન દેનાર અને મૃતપતિની સેવામાં રાત્રિની ભયા-

નકતાને અવગણનાર રતનદેવી! પ્રણામ છે. જ્યાં સુધી એક પણ રતનદેવી ભારતમાતાની કુખે જીવે છે ત્યાં સુધી ભારતમાતા વીરપ્રસવિની જ કહેવાશે, ત્યાં સુધી ભારતમાતાના પુત્રો પરતંત્ર હોવા છતાંયે સ્વતંત્રતા જ ભોગવશે અને નિર્દોષોની હત્યાભુમિને સ્મરણભૂમિમાં પલટાવશે.

જલિયાનવાલા બાગની ભૂમિ જો નિર્દોષોની કતલને માટે નહિ, જો હિન્દુ, મુસલમાન, શીખના લોહીના ત્રિવેણીસંગમને માટે નહિ, જો કાયરની કાયરતા અને વીરોની વીરતાને માટે નહિ તો પણ રતનદેવીના એક આ પતિપરાયણ, શુદ્ધ, સાત્વિક સ્નેહને માટે, એક વીરાંગનાની અડગ હિંમતને માટે, અખિલ હિન્દુસ્તાનની સ્મરણભૂમિ બની રહેશે. સાવિત્રીની યાદ દેવડાવનાર મા! તને અમારા પ્રણામ છે. તારા વૈધવ્યમાં અમારી આશાનું કીરણ લપાયું છે, અમારા ઐકયનો પાયો નંખાયો છે, અને મા! તારી અને અમારી મા ભારતભૂમિનો વિજયધ્વજ રોપાયો છે. અમારી ભારતભૂમિનું નૂર બતાવનાર મા! શત કોટિ પ્રણામ! વંદેમાતરમ્.



# પંજાબ અને અસહકાર.

---

કૉન્ગ્રેસ કમિટીના પંચનો હેવાલ. ૦—૧૨—૦

અસહકાર વિષે મહાત્મા ગાંધીજીના ભાષણો અને લેખો. ૦—૬—૦

હિન્દ સ્વરાજ્ય, એક સત્યવીરની કથા અને સર્વોદય. ૦—૮—૦

લાલા લાભસિંગ. ૦—૩—૦

એક હિંમતબાજની દુઃખી કહાણી. ૦—૨—૦

પંજાબના અત્યાચારો. (અબળાઓની આત્મકથા) ૦—૦—૬

ઇજીપ્તનો અસહકાર. ૦—૧—૬

નાગપૂર મહા સભા. ૦—૦—૬

મળવાનું ઠેકાણું:—

રાષ્ટ્રીય સાહિત્ય મંડળ,

મીરજાપૂર—અમદાવાદ.